# विद्या माहात्म અને ज्ञाति सुधारो.

(બાજ) ખેડાવાળ જ્ઞાતીના સરસ્વતિ મહોત્છવ
સારૂ બનાવેલો તે, બનાવનાર, તથા
રાવબહાદુર મોતીલાલજીચુનીલાલજીની સ્તુતિપાત્ર અધ્ય-
ક્ષતાના સ્મરણાર્થે છપાવી પ્રસીદ્ધ કરનાર.

બાલકૃષ્ણ ભોગીલાલ પંડયા. આણંદના

દોહરો.

ડાહ્યા દીલ ન લાવશો, વિચાર એવો વ્યર્થ;
વિદ્યા ભણવી વિશ્વમાં, માત્ર કમાવા ગર્થ.

નડીયાદ સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કીમત ૪ આના.

# विद्या महात्म અને ज्ञाति सुधारो.

(બાજ) ખેડાવાળ જ્ઞાતીના સરસ્વતિ મહોત્સ્છવ
સારૂ બનાવેલો તે, બનાવનાર. તથા

રાવ બહાદુર મોતીલાલજી ચુનીલાલજીની સ્તુતિપાત્ર અધ્ય-
ક્ષતાના સ્મરણાર્થે છપાવી પ્રસીદ્ધ કરનાર.

બાલકૃષ્ણ ભોગીલાલ પંડયા. આણંદના

દોહરો.

ડાહ્યા દીલ ન લાવશો, વિચાર એવો વ્યર્થ;
વિદ્યા ભણવી વિશ્વમાં, માત્ર કમાવા ગર્થ.

નડીયાદ સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કીમત ૪ આના.

# પ્રસ્તાવના.

મેં પ્રથમ એક (બાજ) ખેડાવાળ બોધક બાવની નામની ચોપડી બનાવેલી, તેને પૂંઠે જાહેરખબર છપાવ્યા પ્રમાણે આ ચોપડી તૈયાર કરવા મારો વિચાર થયાથી, અમારી જ્ઞાતીના વાર્ષિક સરસ્વતિ મહોત્સ્છવ વખતે આ કવિતા તૈયાર કરી હતી. પણ કેટલાંક કારણસર સભાને વખતની તંગાશના સબબથી પુરેપુરી કવિતા નીવેદન કરવા તક મળી નહોતી. તથા સરસ્વતિ મહોત્સ્છવ સારૂજ આ કાવ્ય રચેલુ હોવાથી, તથા ત્યાં વાંચી બતાવાનું હોવાથી પ્રસંગાનુંસાર ઉપયોગી થવા સારૂ વધારે લંબાણ કરેલું નથી. અને બનતી કાળજી આ પુસ્તક ઉપયોગી અને રસીક કરવામાં વાપરવામાં આવી છે, છતાં કંઇ દોષ જણાય તો તે વિદ્વત્ જનોએ ક્ષમા કરવી. તા. ૬-૪-૯૦ એ આણંદમાં વાર્ષિક સરસ્વતિ મહોત્સ્છવ થએલો ત્યારે સભાના અધ્યક્ષતરીકે રા. બા. મોતીલાલજી ચુનીલાલજી અત્રેના ડી. ડી. કલેકટર સાહેબ બીરાજ્યા હતા, અને તે વખતે ગુડફ્રાઇડેની રજાઓ હોવાથી તેઓ પોતાને વતન ભરૂચ ગયેલા હોવા છતાં ત્યાંથી મુદ્દામ પધારી મારી સ્વજ્ઞાતીના ઉત્સાહી સુધારકો ઉપાજ્ઞણી માન અને સતોષ આપ્યો હતો. તેની નિરંતર યાદગીરી રહેવાને મારી અંતઃકરણની ઉત્સાહી પ્રેરણાથી આ પુસ્તક તેઓ સાહેબને અર્પણ કરેલું છે.

આ પુસ્તક આણંદના સરસ્વતિ મહોત્સ્છવના અરસામાં છપાવવા તથા બહાર પાડવાનો ઈરાદો છતાં, મારા પ્રિય પીતાજી ભોગીલાલ જેશંકરના તે વખતના મંદવાડથી, તથા પાછળથી તેમના

ગરણુથી બીજાં આવશ્યક કાર્યમાં રોકાયાથી ઢીલ થએલી છે. પણ પછીથી તેમના પરલોક નીવાસ સ્મરણાર્થે કેટલીક પ્રતો ઇનામમાં આપવાનો પણ ઉપયોગ થશે એવા વિચારથી તુરતજ છપાવી છે.

આ પુસ્તકનાં પ્રુફ સુધારવાને સંબંધે મારા મિત્ર રા. ભોગીલાલ મુળજી તથા રામચંદ્ર ભવાનીશંકરનો ઉપકાર મારે નીવેદન કરવો જોઇએ.

આ નાના પુસ્તકની મોટી પ્રસ્તાવના કરવાની જરૂર નથી.

મુ૦ આણંદ.
પંડયાની પોળ.
તા.૧૯-૫-૯૦
જેઠ સુદ ૧ સંવત
૧૯૪૬

સ્વજ્ઞાતી શેવક
બાલકૃષ્ણ ભોગીલાલ પંડયા.
કર્તા.

૪૪૨૩



# अर्पण पत्रीका.

---

### કુંડળીઓ છંદ.

શુભ ગુણોથી શોભતા, લાયક **મોતીલાલ**;
પુસ્તક અર્પું આપને, અંતર આણી વા'લ;
અંતર આણી વા'લ, સરસ્વતિ ઓચ્છવ સારૂ;
આણંદે આવેલ, ભરૂચથી યત્ને વારૂ;
અધ્યક્ષ બની અમને કર્યા, આર્ય વર્ગમાં ઓપતા;
કહે બાલકૃષ્ણ સ્મૃદ્ધિ સહીત, શુભ ગુણોથી શોભતા. ૧

પ્રવીણ કાર્ય પ્રત્યેકમાં, પરાક્રમીના પુત્ર;
વિનય વિત્ત વિદ્યાવતા, સમજો સઘળાં સુત્ર;[1]
સમજો સઘળાં સુત્ર, ઉમદા આપ વિચારો;
છટાથી ભાષી છેક, બોધીઆ લોક હજારો;
બહુ ગુણ સંપન્ન ઓછા હશે, આપ સરીખા* આર્યમાં;
મતિવંતા **મોતીલાલજી**, પ્રવિણ હજારો કાર્યમાં; ૨

દયા ક્ષમા દરીઆવ દીલ, સ્વદેશ ભકિત ભાવ;
સ્વતંત્રતા સત્તા થકી, રૂડા **બહાદુરરાવ**;
રૂડા **બહાદુરરાવ**, જગતમાં છો જાણીતા;

---

* સરખા. ૧ ધર્મશાસ્ત્ર.

[1]ડેપ્યુ કલેકટર આપ, મહીપતિના માનીતા;
ઉત્કૃષ્ટ વિચારો આપના, સુણી જડ જન પણ જાગ્રત થયા;
બ્રાહ્મણ કેરા ભાવાર્થથી, દીલ દરીઆવ દીઠી દયા. ૩

સમૃદ્ધિ વધો સત્તા વધો, વધો પુત્ર પરિવાર;
સ્વદેશ હીતનાં કાર્યથી, જનમાં રહો જયકાર;
જનમાં રહો જયકાર, સુખ દ્રય+ લોકે પામો;
કાપે કષ્ટ અરીષ્ટ,[2] વેદના સઘળી વામો;
પ્રસારો તમ કીર્ત્તિ પૃથ્વીપર, સફળ મનોરથ થજો બધો;
કહે બાલકૃષ્ણ હીત કાર્યથી, સમૃદ્ધિ વધો સત્તા વધો. ૪

લી. બાલકૃષ્ણ ભોગીલાલ પંડયા.
આણંદ.



---

૧ ડેપ્યુટી. + બંને. ૨ દુઃખ.

૪૪૨૩

# विद्या म[illegible]त्म·

## બાજ ખેડાવાળ જ્ઞાતિના સરસ્વતિ મહો-ત્સ્છવ સારૂ બનાવેલો તે.

ॐ तत् सत् परमात्मनेनमः

### ઇશ્વરસ્તુતિ.

છપ્પો.

શ્રી જગદીશ્વર દેવ, સર્વથી જે છે મોટો;
કોટી વિશ્વનીમાંહ, જડે નહીં જેનો જોટો,
અદ્વિતીય તે એક, અનુપમ ને અવિકારી,
સુખ પામે જન સર્વ, સ્મરણ કરતાં સંસારી,
તે બુદ્ધિ દાતા બહુ રૂપી, શક્તિ જેની સરસ્વતિ;
હું બાલકૃષ્ણ પ્રણમી કરી, માગુ કર જોડી મતિ. ૧

તે પ્રભુ તણે પ્રતાપ, કોટી જન તો કવિ બનીયા,
તે પ્રભુ તણે પ્રતાપ, ભૂતળે વિદ્યા ભણીયા,
તે પ્રભુ તણે પ્રતાપ, જગતમાં જન્મ્યા પ્રાણી,
તે પ્રભુ તણે પ્રતાપ, મળે મુખમાં શુભ વાણી,

વળી તેજ પ્રભુ પ્રતાપથી, સરસ્વતિ જીભે વસે,
બાકી હું મુરખ બાળથી, તે કવિતા તે શું થશે. ૨

વેદ જેહનો ભેદ, વર્ણવીને વળી થાકયા,
પંડીત કરી પ્રમાણ, સંત સેવીને પાકયા,
તત્વ જ્ઞાની કરી તર્ક, ગર્ક બનીઆ ગુણવંતા,
'નેતી નીગમ' અપાર, કરી માન્યા મતિમંતા,
કદી ક્રોડ વરસ ચિન્તવન કરે, તોય ન મહીમા પારનો,
કહે બાલકૃષ્ણ કોઈ પામશે, ભગવતના તલ ભારનો. ૩

## અપરીક્ષક વિષે છપ્પો.

ઉડયાની નહીં આવ્ય, દોડીને શું દુર જાયે,
ગળથુથી ન ગળાય, ચણા શું ચાવી ખાએ,
છેક ન વસવા છાજ, બંગલો તે શું બાંધે,
રાંધી ન શકે રાબ, રસોઈ રૂડી શું રાંધે,
ઝડ ઝમક અલંકૃતી અર્થની, ચાતુરી શી ચિત્તમાં લહે,
કહે બાળકૃષ્ણ જાણે નહીં, નામ છંદનું છેક જે. ૧

મોતી ભક્ષક હંસ, હેતથી હરીએ ઘડીઓ,
મેઘવારી મહીમાય, ચાતકની દ્રષ્ટે ચડીઓ,
ચંદ્ર દેખી ચકોર, ખરી ખુશી મન ધરતો,
રાગે રાજી અથાગ, મ્રતુથી નહીં મૃગ ડરતો,
ત્યમ યથાર્થ મહીમા અંતરે, કવિતાનો જેને વસ્યો,
કહે બાલકૃષ્ણ તે સુજ્ઞને, સ્વાદ સરસ બીજો કશો. ૨



# વિદ્યા મહાત્મ.

## છપ્પો.

મોતીનું નહીં કામ, ગચ્છ મળતાં બગલાને,
કલમ તણું શું કામ, મળ્યો અસ્ત્રો રવલાને,
હીરાનો શો અર્થ, મળે જગરૂખ વાનરને,
સાકરનું શું કામ મળે કુશકા જો ખરને,
ત્યમ મળે વિષય સુખ મુર્ખને, ગરજ પછી નહીં જ્ઞાનની,
કહે બાલકૃષ્ણ રીત અસલથી, નગણા નર નાદાનની. ૧

દારૂ મુકી દુધ શીદ, દારૂડીઓ પીશે,
ભાંડનું મુકી ભાંડ, આપ શીદ દે આશીષ એ,
વ્યંડળ વિનતા વેષ, છોડી શીદ ડગલો પહેરે,
રાન તજીને ભીલ, શીદને વસશે શહેરે,
નવરાઇ હશે તો ખાઇ પી, ગુણહીણો જન ઘોરશે,
પણ બાલકૃષ્ણ કહે બુદ્ધિહિણ, વિધ્યા શીદને વહોરશે. ૨

ક્યાંથી કૃપણનું કર્મ, દેહ દાતા કે'વરાવે,
[1]ભંગીનું શું ભાગ્ય, નિત્ય [2]નાપીક નવરાવે,
ગર્ધવનું શું ગજુ, સાજ સોનેરી પામે,
ભાંડની શી ભલાઇ, જગત મધ્યે જશ જામે,
કહે બાલકૃષ્ણ ભીખારીને, ભોજન શું પકવાનનું,
ત્યમ મતિહિણની મગદુર શી, માહુ શુખ લે જ્ઞાનનું. ૩

---

૧ ભંગીઆનું. ૨ વાલંદ.

## દોહરો.

પ્રતક્ષ સુખ પૈસા તણું, દેખે સઘળા લોક,
ગાઢુ સુખ જે ગ્નાનનું, કવિ પીછાને કોક. ૧

## હરીગીત છંદ.

વિદ્યા તણો મહીમા જથારથ, જન જે કોઇ જાણશે;
પછી ગર્ક થઇ તે ગ્નાનમાં, મહાસુખ મનથી માણશે;*
સોનું રૂપુ કે શ્રેષ્ટ હીરા, મોતિને માણક વસુ;[1]
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશુ? ૧

ગાડી તથા ગજ [2]ઘોડલા પર, સ્વારી કીધી શોભતી;
બહુ બાગ બગીચા બંગલા, ઈમારતો કરી ઓપતી;
શું થાય તેણે શરીરમાં, ફુલેલ કે અત્તર ઘસ્યુ;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશ્યુ? ૨

નહીં [3]કોટની ઘેર ખોટ, દઈને દોટ વોરી લાવીએ;
કબજાય કંઇ કંઇ જાતના, બનાતના બનાવીએ;
શુભ શાલ કરબી કોરની કાસ્મીરની કદી ઓઢશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૩

મુખવાસ કીધા ખાસ, પાંચ પચાસ આખા પાનના;
કોઠાર ભરીઆ કારમા, ઘેર પ્રીતથી પકવાનના;
દાડમ બદામો દ્રાક્ષની, ભરી થાળ નિત્ય આરોગશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજુ કશું? ૪

---

* ભોગવશે. ૧ પૈસા. ૨ ઘોડા. ૩ ડગલો.

સુરવાળ સાથે શોભતી, મહામુલ્ય પગની મોજડી;
કસબી રૂડા કારીગરોથી, ભેટ આવીને પડી;
જરીઆનના જામા કરી મખમલ ગાંઠ મઢાવશુ;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજુ કશું? ૫

ગશરૂ તણી કરી ગાદીઓ, રૂ ભરી રૂ મુકીએ;
તકીઆય ઝાઝા તોલના, કરવાય પણ કયમ ચુકીએ;
ઘર રોજ ગાલીચા ઈરાની, ઉનના પથરાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજુ કશું? ૬

બહુ પુતળાં પણ ચાર પાસે, ચિત્ત હર્તા ગોઠવો;
કબાટ ખુરશી કોચ આદીક, ઠાઠ તે પણ ઠાઠવો;
તખ્તા અને તસ્વીર હાંડી, ઝુમરો લટકાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૭

પરણી પ્રયત્ને મિત્રજો, કદી માનની રૂડી મેળવો;
કાન્તા જણાવા કાંન્તિવંતી, નિત્ય ઘાટ રચો નવો,
તે પ્રેમદા લેઈ પદ્મણી, પ્રીતે કદાપી પોઢશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશુ? ૮

પ્રિય પુત્ર લઇને પંડનો, ધરી વા'લ તેના ગાલને;
ચુંબન કરી ચતુરાઇથી, જાણે ગયા થઈ ન્યાલને;
તે પુત્ર પ્રીતિ પાત્ર માની, લાડ અધિક લડાવશું,
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજુ કશું? ૯

બળવંત જેના હસ્ત એવા, મસ્ત મલ ભેગા કરી;
શિરપાવ દઇને સામટા, કુસ્તી કરાવો આકરી;

પાડા ગધાડા આખલા, હાથીશું હાથી લડાવશું;
વિધ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૧૦
શિઘરામ કે બગીઓ બનાવી, બહુ વિલાયતિ માટની;
લીલા પીળા મુકી કાચને, નિરખીશું શોભા વાટની;
એક દાસ રાખી પાસ, 'બાજૂ હઠો' એમ બોલાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૧૧
સોદાગરોએ કેળવેલા, તે રૂડા તોખારને;
સામાન કશીને શોભતો, હાથે ધરી હથીઆરને;
શિકાર કે કદી સે'લ સારૂ, પુરપાટ દોડાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાયશું બીજુ કશું? ૧૨
રાજેશ્વરી કે રાવસાહેબ, બાઈ સાહેબ નામથી;
બોલાવશે સઉ લોક જો, સનમાન સાથ સલામથી;
લાયક બનીને લૉર્ડથી પણ, +કે. શી. એ, કે'વરાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૧૩
આ વર્ણવેલી સ્મૃધ્ધિ સર્વે, કોઇને હોવા છતાં;
પણ છેક વિદ્યાહીન અક્ષર, એક ન લહે વાંચતાં,
વિદ્યા વિનાતો વાનરો કે, પંડીતો ગણશે પશુ;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૧૪
પ્રસુતા તણી પીડાશું વંઝા, વિનતા મનમાં લહે;
મુખથી મુકીને મચ્છ બગલો, મુર્ખ કયમ મોતી ગ્રહે;
વિદ્યા તણા મહા મુલ્યનું, અજ્ઞાનને પીછાન શુ?
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૧૫

---

+ K. C. I. E.

બુદ્ધિ વિના બાહુઓ હશે, પણ શરીર બળ શા કામનું;
જો હોય નહીં હીકમત કને તો વ્યર્થ જોર તમામનું;
હીકમત વડે હીંમત ધરીને, સિંહ પણ સંહારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૧૬

વિકાળ મોટા વાઘને વળી, હાથી આદી પ્રાણીઓ;
ગર્વીષ્ટ મોટી ગેંડીઓ પણ, મનુષ્યથી પકડાણીઓ;
એ બંધીખાને નાંખીઆં તે બુદ્ધિની બલીહારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૧૭

ઝાહેર જગમાં જેઠ[1] સઉથી શ્રેષ્ટ જે વિદ્યા ગણી;
શું વાસ્તવિક છે અર્થ તેનો, મિત્ર કરીએ માપણી;
સમજુ જનો કે સજ્જનોને, સહેલ તે સમજાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૧૮

વિદ્યા તણો નથી અર્થ, મોઢે વ્યર્થ ગોખી પાડવું;
વિદ્યા તણો નથી અર્થ, ગાઇને કાવ્ય બાહુજ બરાડવું;
પોપટની પેઠે પાસ થાવું, મિત્ર તેમાં માલશું?
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાયશું બીજું કશું? ૧૯

વિદ્યા તણો નથી અર્થ, ફરવું થઇ ફક્કડ ફાંકડા;
ઘડીઆળ ધુંજામાં ધરી, ઓપાવવા ઠીક આંકડા;
ધીક્કારની ઢબ સર્વ જુની, તુર્ત તિરસ્કારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૨૦

---

૧ મોટી.

પોપટજી બોલો શ્રીહરી' ના, જ્ઞાન ગમ્યે માલશો;
વિદ્યાતણુ મુળ તત્વનો, ખાસો થવાનો ખ્યાલશો;
પરીપુર્ણ જ્ઞાનની પ્રાપ્તિ વિના, શી ચતુરાઈ ચાળશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશુ? ૨૧

વિદ્યા તણો શબ્દાર્થ જોતાં, અર્થ એક જાણવું;
શ્રૃષ્ટીની રચના અનુસરીને, સુખ મોટું માણવું;
ભંડાર ભરવા જ્ઞાનના, વિધવિધ જાત વિચારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશુ? ૨૨

આ શ્રૃષ્ટિમાં અદ્રશ્ય સુખનાં સાધનો સમાયલાં;
તે શોધ કરતાં સુજ્ઞને, જે જુકિતઓથી જણાયલાં;
ગ્રંથો ગુંથ્યા ગુણી જને, તે વિષે રૂડા જ્ઞાનશુ;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશું? ૨૩

ઇશ્વરકૃતિ આશ્ચર્યકારક, ગ્રહ ખગોળની રીતીઓ;
ભૂકંપને જ્વાળામુખીની, ભારી છે જે ભીતીઓ;
બુદ્ધિપ્રકાશક છે બહુ, આશ્ચર્ય એહ અપારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશું? ૨૪

શી યોગ્યતા સંસારમાં, નર નાર છે રે આપણી;
કરતવ્ય કર્મો આપણાં તે, જાણીએ વિદ્યા ભણી;
અક્કલ વિના સઉ ઇન્દ્રીઓ હોય, તોય શ્રૃષ્ટી સુન્યશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશુ? ૨૫

ગૃહની ગતિ ઇશ્વરકૃતીની જે ચમત્કૃતિ કારમી;
નક્ષત્ર સત્તાવીશથી, તે રાશી જાણી બારમી;

વિદ્વાન્ કે શ્રીમાનના તે કોણના પ્રતાપશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૨૬
કુવા તળાવો વાવ આદી ઉઠાવ પુર્વે પ્રેમથી;
ધનવંતનાં ધામોની મધ્યે. હાલતો એકકે નથી;
પાંડવ વખતનાં પુસ્તકો પણ, છેક જાય ન નાશ શું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૨૭
વ્યહવારમાં વિદ્યા ગણિતની, કેવી છે ઉપયોગની;
ગણિતની ગણત્રી થકી, વૃદ્ધિ ઘણી ઉદ્યોગની;
એ વિણ ગણીને આંગળાં આંકા કરે ભલીવારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૨૮
ઇતિહાસથી પુર્વે થએલી વાત સઘળી જાણીએ;
જનના સ્વભાવ જગત બનાવો, રાજ્યરીતી નાણીએ;
અસાર સાર વિચારથી, શિખામણો સ્વિકારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૨૯
ભૂગોળ ઉપર આપણે વશીએ કરી નીવાસને;
શા પર્વતો, નદી, શહેર, છે, શું લોક, ધર્મ, નીકાશને;
સમુદ્ર, બેટો, બંદરો, રણ, રાનનો, વિસ્તાર શું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૩૦
અક્ષરથી લખી અમ્મર કરે, મનના વિચારો માનવી;
લીપી લખાતી ન હોત તો, જન રે'ત જેવા રાનવી;
બાપા લખાએલી ભૂતળે કોવીદ[1] થવા કીતાબ શું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૩૧

---

૧ પંડિત.

વાજીત્ર વિધ વિધ જાતનાં ધ્વની શાસ્ત્ર તેનું મુળ છે,
પોતેજ પીંગળ પંડીતાઈ કવિતા તણું તે કુળ છે;
જે શોક વખતે સુખ આપે સરોદા સતારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૩૨

જે જન્મ ભાષા થકી જુદી એક જાણે અન્યને;
બુદ્ધિ વધે પછી બોલતાં, અવતાર તેના ધન્યને;
વિશેષ રીતે વ્યાકરણના નિયમ સહીત વિવેકશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશું? ૩૩

પાષાણુ ધાતુ ખનીજ આદી ચીજ વિધવિધ જાતની;
ફ્રાસ્સૉલ આદીક વસ્તુઓ, ભૂસ્તર ભણે બહુ ભાતની;
રસાયણીક જે તત્વ મુખ્ય મહત્વ છે તૈયાર શું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૩૪

ભરપુર ભરતી ઓટ ભારે થાય છે જે સાગરે;
વરસાદ ઝાકળ વાદળાં કે બેક બર્ફ પડે ધરે;
શા કારણે શી રીત નીપજે ભૂતળેથી ભણાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૩૫

આધાર વિણુ આકાશમાં અસંખ્ય જે ગોળા ફરે;
ગૃહને ઉપગૃહ ધૂમ કેતુ ખલકપર તારા ખરે;
અંતર અને આકાર વેગ વિચાર ખ્યાલ ખગોળશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૩૬

રસાળ છે વિદ્યા રસાયણ રોકડા ઉપયોગથી;
વિધ વિધ બનાવે વસ્તુઓ સુખ કારણે સંયોગથી;

ઔષધિનો ઉપયોગ બહુ, વિશેષ વ્યાધી વિનાશશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજુ કશું? ૩૭

કદી હોત નહીં વિદ્યા કૃષી, તો ધાન્ય કયાંથી પાકતે;
વળી પાકની વિદ્યા વિના, શું લોટ કાચો ફાકતે;
કપાસ વિણુ કહો કાય કયમ, ઢંકાય છાલો ચામશું,
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૩૮

વનસ્પતિ વિદ્યા વિના શા બાગ બંગીચા વાડીઓ;
વળી શિલ્પની વિદ્યા વિના શી રીત ગાડાં ગાડીઓ;
વળી શસ્ત્રની વિદ્યા વિના રક્ષણુ કરત શું હાથશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૩૯

વળી યંત્રની વિદ્યા વિના મનુષ્ય માત્ર મથી મરે;
સાદાય પણુ સંચા વિના શું નીપજી શકશે નરે;
હથીયાર વિણુ પછી હાથથી પ્રત્યેક પગ પંપાળશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૪૦

વળી શિલ્પની વિદ્યા વિના ઘર હોત સઘળાં ઝુપડાં;
જ્યાં ત્યાં કરી રહે જંગલીઓ માટીનાં ભીંતો ભડાં;
કયાંથી કઠારા બારીઓ મંદીર મેડા માળશુ;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૪૧

હુન્નર અને કારીગરી વિદ્યા તણોજ પ્રસાદ છે;
વિદ્યા વિના કશુ નીપજે એ વૃથા ફોકટ વાદ છે;

વિદ્યા વિનાના જંગલીની હાલતજ જોઈ હું હસું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૪૨

શારીરની વિદ્યા વિના શી રીત વ્યાધી કાઢતે;
માંદા પડેલા માણુસો બહુ બાપડાજ બરાડતે;
શી રીત હત આરોગ્યતામાં પુત્રને પરિવારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૪૩

જાણી ન વિદ્યા પ્રાણીની શી રીત ઢોર ઉછેરતે;
પશુ હોત શાનાં ગાય ભેંશો અશ્વ આદીક ઘેર તે;
તો ઉન રેશમ ઓઢીને ક્યાં દુધ દહીં ઘૃત ચાખશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૪૪

વિદ્યા તણોજ પ્રસાદ તે છે અલ્પ માત્ર આ દેશમાં;
પણ મા'પ્રસાદ યુરોપ મધ્યે મોકલે છે શેષમાં;
ઈશ્વર તણી ઇચ્છા હશે તો મા'પ્રસાદે માગશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૪૫

આ આગગાડી અપાર ભાર લગાર વારે લઈ જશે;
કહો કેટલા બળદો હશે તો તમોથી તેવું થશે?
જોડ્યા વિના કંઇ જાનવર તણાવશો તમે તસુ ?
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૪૬

આ તાર યંત્ર હજાર ગાઉપર પોચી શકશે પલકમાં;
કહીં હોય એવા કાસદો તો ખોળી કાઢો ખલકમાં;
વીજળી ન થાકે વાટમાં તે જાય ઠેઠ મુકામશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૪૭

દુરબીનથી દેખી શકીશું દેવ તેવું ન દેખતા;
પર્વત તણી ટોચે ચઢીને જન પ્રથમ તો પેખતા;
બાળી શકે ભેગા મળી જન લાખ દુરબીન તુલ્યશું?
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૪૮

ઝાઝો વખત ઝીણી નજરથી સ્વચ્છ જળ જોયાં કરો;
દેખાય જો કંઈ જીવ તો નક્કી કહો મુજને નરો;
જે શકતી શુક્ષ્મદર્શકે જન કોઈ તે જોનાર શું?
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશું? ૪૯

જળ દેવને તતખેવ ઘંટી સોંપવા કોઇ સુંડશે;
દયણાની સાથે દેખતામાં તરત ઘંટી ખુડશે;
જળ ચક્કીની જુક્તી કરી બહુ લોટ ઝીણો પાડશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશું? ૫૦

વળી વસ્ત્ર વણવા અગ્નીને બોલાવી જોજો કોઈ સમે;
બાળી મુકે નહીં તે બધુ તે માટ ત્યાં રહેજો તમે;
સંચા વડે કરી સઘ તે અગ્નીની પાસ વણાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૫૧

છબી છે ચીતરવી એમ કાગળ કોડ લખજો સુર્યને;
વિનય અને વિવેક સાથે મુકજો માધુર્યને;
પણ ફક્ત ફોટોગ્રાફથી બહુ ચિત્રને ચિત્રાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશું? ૫૨

લોકો મળીને લાખ ફીકીયારી કરીને કુદજો;
આકાશમાં પુર વાંસ ઉંચા જોરથી ચાલી જુઓ,

બલૂનની બનાવટે આકાશમાં તે ઉડશું,
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશું? ૫૩

બરાડજો બહુ જોરથી ગર્જીત ઘાંટા કાઢીને;
તેડાવવા ત્રણ ગાઉપરથી દુર મોઢું ફાડીને,
તે યંત્ર ટેલીફોનથી વિશેષ ઉત્તર વાળશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશું? ૫૪

દરીઆ વિષે દેખાય નહીં એકકે દીશે કાળી નીશે;
બહુ વા'ણ ખુંદત બાપડાં ભુલાં પડત રસ્તા વિષે,
તે યંત્ર હોકાથી ખરેખર વા'ણ સર્વ બચાવશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશું? ૫૫

બળતો દીવો બહુ તેજથી પણ વાયરે મુકી જુઓ;
જાડી છતાં પણ જોત ઝાંઝી ખસુસ તે દીવો બુઓ;
એનજીન વડે કરી આજ કેવળ વાજ દીવે બાળશુ;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશુ? ૫૬

વિદ્યા તણા હજુ શોધથી તો ચંદ્ર સુધી ચાલશું;
વિદ્યા તણા હજુ શોધથી ગ્રહ મંડળે પણ ગાલશું;
વિદ્યા તણા શોધે જવાશે પૃથ્વી આરો પારશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજું કશું? ૫૭

વિદ્યા તણા હજુ શોધથી સમુદ્ર સુકવી નાંખીએ;
ચૈતન્ય મુકી ચાલવા પછી ઝાડને પણ હાંકીએ;
વિદ્યા તણા હજુ શોધથી વહેતી નદી પણ વાળશું;
વિદ્યા બરાબર વિશ્વમાં કહેવાય શું બીજુ કશ્યું? ૫૮

વિદ્યા તણા હજુ શોધથી નહીં દેવતાથી દાઝીએ;
વિદ્યા તણા હજુ શોધથી ગગને ચડીને ગાજીએ;
વિદ્યા તણા હજુ શોધથી પ્રચંડ પર્વત કુદશું.
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજુ કશું? ૫૯

વિદ્યા તણા હજુ શોધથી પૃથ્વી નવી પેદા થશે;
વિદ્યા તણા હજુ શોધથી દસ લાખ ગૃહને દેખશે;
વિદ્યા તણા હજુ શોધથી, દરીઓ કદાપી દાટશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજુ કશું? ૬૦

કોઇ વાત ક'ત વીજળી તણી કે અગનીરથની આપને;
ગાનત ક્યમે પહેલાં તમે મનમાં વિચારી માપને;
અસમર્થતા ત્યમ વ્યર્થ ભાસે હવેના હોનારશું,
વિદ્યા બરબર વિશ્વમાં, કહેવાય શું બીજુ કશું? ૬૧

આકાશના વિસ્તારને ક્યમ અંત કદીએ આવશે;
વિદ્યા તણો મહીમા જથારથ જન તે શું જણાવશે;
વિદ્વાન જનને વિનવે એમ બાલકૃષ્ણ પ્રણામશું;
વિદ્યા બરાબર વિશ્વમાં, કહેવાય શું બીજું કશું? ૬૨

## છપ્પો.

ખરે[1] સરે જો અર્થ શીદ કોઈ અશ્વજ રાખે;
મીઠા મરડીઆ હોય શીદ કોઇ સાકર ચાખે;

---

૧ ગધાડે.

શંખણીથી રહે શોખ પદ્મણી શીદ કોઈ પરણે;
[1]વજરખુટે રહે વાન,[2] ધરે કુંડળ ક્યમ કરણે;
કુશકામાં હોય કુગાશ તો, કમોદ કહો ક્યમ આણીએ;
મતિ હીણુમાં હોય મહત્વત્યમ, તો વિદ્વત્ શીદ વખાણીએ; ૧

શહસ્ર હોય શિયાળ એક શીંહ ન તે સરખો;
પથ્થર પાંચ હજાર તુલ્ય હીરો નવ પરખો;
બાવળીઆ સેં બાર વૃક્ષ એક ચંદન એવું;
કોટી કાગ સમ કીર જાણુને ન ઘટે કહેવું;
તારા છે ત્રેણુ કરોડ પણ, તુલ્ય ન એક સુરજ તણી;
કહે બાલકૃષ્ણ ત્યમ શૃષ્ટીમાં, વિદ્યા સૌથી શિરોમણી. ૨

---

૧ લાકડાનાં વજરખુટાં વાઘરણો વેચે છે તે. ૨ શોભા.

# જ્ઞાતિ સુધારો.

ઉપેન્દ્રવજ્રા રાગ.

કરતવ્ય સમજુ સરવેનું જે છે, જ્ઞાતિ સુધારો કરવોજ તે છે;
વિવેકથી વાત બધી વિચારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૧

પુરા પ્રયત્ને ગયવુંજ મિત્રો, પ્રશીદ્ધ છે પ્રાક્રમીનાં ચરીત્રો;
હૈયે હવે હામ જરા ન હારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨

વિદ્યા દીધે જ્ઞાન વિશેષ વાધે, સુકીર્ત્તિ સારી પ્રસરેજ બાધે;
ગરીબનો જેથી થશે ગુજારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૩

સુનીતિની કેળવણી લઈને, સદા સુધર્મી જગમાં રહીને;
ઉદ્યોગથી દ્રવ્ય રળી ઉગારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૪

જો જ્ઞાતિના નીમ સમસ્ત પાળો, કંકાસને ક્લેશ બધોજ ટાળો;
વિશેષ મળશે સુખનોજ વારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૫

ઉત્કર્ષતાના શુભ માર્ગ સોધો, બંધુ ગણી જ્ઞાતિ સમસ્ત બોધો;
અત્યંત એ વાતથી ઉપકારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૬

આરોગ્યતાના નીમ સર્વ પાળો, વિરોધ ને વ્યાધી થતાંજ ખાળો;
વ્યસની થતાં લોક વિશેષ વારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૭

નથી ભૂત કે પ્રેત પીશાચ જગમાં, ફરી રહ્યા મંત્ર બધાજ ઠગમાં;
નિત્યે તમે વે'મ તજો નકારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૮

સઉ વાતથી સત્યજ ખોળી લઈને, આનંદમાં આપ હમેશ રહીને;
વિવેકથી જ્ઞાન બહુ વધારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૯
વિદ્વાનનો સર્વ સુબોધ માની, પદાર્થ પ્રત્યેક પુરા પીછાની;
ચતુરાઈનો તો ચરવોજ ચારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૧૦
ઉદ્યોગથી દ્રવ્ય જરૂર આવે, કીમીઆદી કત્યો ભીખને મગાવે;
જર જોડવા નહીં રમશો જુગારો, નરો કરો જ્ઞાતીતણો સુધારો. ૧૧
કેળવણીનો લાભ વિશેષ લઈને, મચો ખરી ખંત ઘણી દઇને;
મુસદી થઇ મેળવશો મુસારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૧૨
ઉતાવળે આમ્રફળો ન પાકે, સમય વિના કો શ્રમ વેઠી થાકે;
ધીરજ તમે દીલ વિશેષ ધારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૧૩
આળસ અને વે'મ વિરોધ છોડી, હીંમત અને હોંશ વિશેષજોડી;
પરદેશમાં પ્રીત કરી પધારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૧૪
"મરશે બધા તેની તમા શી મારે", જરી નથી ઝાહેર જે ઉચારે;
ગણાય એવા જનતો ગુમારો, નરો કરો જ્ઞાનિ તણો સુધારો. ૧૫
સુધર્મથી સુખ સદાય આવે, પરલોકમાં વૈભવ ભોગવાવે;
નીતિ તણો માર્ગ સદાય ન્યારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૧૬
પરોપકારે પ્રભૂ દીલ રાજી, એ વાતમાં કોણ કહેજ નાજી;
સદૈવ શીખદે સઉ શાસ્ત્રકારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૧૭
વિદ્વત તણી કીર્ત્તિ તમે વધારો, લાયક તણી લાયકીને પ્રસારો;
નીંદાતણો ચાલ ગણો નઠારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૧૮

ખરો પ્રથમનો ખુબ ખાર આણી, પ્રભુ અકપાથો પડતી પ્રમાણી;
મરેલને માર કદી નમારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૧૯

ગરીબની આશીષ શીષ લેવા, રાજી પ્રભુજી દર રોજ રે'વા;
ધનવંત હોતો ધનને ઉધારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૦

સુનીતિની છાપથી બાળ છાપે, અજ્ઞાન નાદાન જનોનું કાપે;
ચતુર વિદ્યા ગુરૂરૂપ ચિતારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૧

અહંમમતમાં અતિ નહીં તણાશો, ગુણીયલ તમે ગર્વ તજે ગણાશો.
શુભેચ્છુની શિખ સદા સ્વીકારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૨

હળી મળી હેતથી સર્વ સાથે, સજ્જન તણી પદવી ધરોજ માથે;
ભુંડાઈના આપ ભરો ન ભારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૩

સહુ લોકનું શુભ સદા કરેજે, જગમાં સુકીર્ત્તિ અતીશે ધરે તે;
વળી પ્રભુને પણ તેહ પ્યારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૪

સુબોધતાં પણ ઉર ક્રોધ આણે, સુબોધકો શત્રુ સમા પ્રમાણે;
લબાડ છો ગાત્ર કરે લવારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૫

નાતે કરેલા નીમ જો ભુસાશે, બધા જનોની બહુ હાંશી થાશે;
કહો પછી કયાં દુઃખનો કીનારો. નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૬

ખટપટ બધી છેક ખરાબ છોડો, સાલસપણે સુખી થવાજ દોડો;
તોફાનથી નહીં ચલવો તુમારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૭

સ્વદેશ કે નાતનું શુભ કરવા, સદા કરે જે શ્રમ સહુ સુધરવા;
તે તો ગણાશે તેજસ્વી તારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૮

કુસંપથી માંહજ ગાંઠ વઢવું, સગા સબંધી સરવે શુ નડવું;
એ દુઃખનો એક ગળે નચારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૨૯

વિલાયતી ફેશાન ગમ્ય વળવું, વળતી સુધારક નર નામ ધરવું,
મુગગો નથી એમ વિચાર મારો; નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૩૦

આકરાંતીઆ થઈ મીષ્ટાન્ન ખાવે, જરા નહીં આ'યજ એથી આવે;
નિશો વ્યાપે વપુમાં વિકારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૩૧

મનુષ્ય તો માત્ર "કહીજ" થાકે, નથી ઢોરકે નાથ ઘલાય નાકે;
ગાઢુ બાળકપણે કહેછે બીચારો, નરો કરો જ્ઞાતિ તણો સુધારો. ૩૨

## સાર્દુલ વિક્રિડીત.

સ્વજ્ઞાતિજ સુધારવા સરવને આ બોધ મેં જે કહ્યો;
વર્તો તેમ વિવેકથી ગુણીજનો પણ તે ન મુકો વહ્યો;
ઉપદેશે મેં અત્ર વાત વિનવી, તેનો અસર જો રહયો,
દેખો ખેડાવાળમાં દ્રષ્ટીએ તો હું કતારથ થયો. ૧

## છપ્પો.

બકરીથી જે બીએ, સિંહને શું સંહારે;
શ્વાન ન વિખેરાય, વાઘ વઢતા શું વારે;
ઝાંપે પણુ ન જવાય, વિદેશે શું વિચરશે;
[1]દારાથી જે ડરે, લશ્કરે જઈ શું લડશે;
બોયું નહીં ભાગે બાહુથી, તાળુ તે શું તોડશે?
પરવાર ન પેટ પીડાથકી, દેશ હિતે શું દોડશે. ૧

---

૧ સ્ત્રીથી.

થાળીનો નહીં થોક, કયાંથી તે ઘર કથરોટો;
ગજીઆનું નહીં ગજુ, કયાંથી પહેરે પરમોટો;
જોડાનો નહીં જોગ, ભોગ ઘોડાનો કયાંથી;
અડધો ન દે ઉધાર, તેરસે મળશે ત્યાંથી?
કહે બાલકૃષ્ણ તે નર તણી, આશા શીદ કરો અરે!
સમજી પોતેજ ન સુધરે, જ્ઞાતિ સુધારો શું કરે. ૨

ચડો શુળીએ શિષ્ય, રામજી કરશે સારૂં;
તરો પાણીને પુર, કહ્યું માનીને મારૂં;
જતી થાઓ જુવાન, મોક્ષ ઝટ તમને મળશે;
કરો દેશહિત કાજ, કોઇક દીન દા'ડો વળશે;
ઉપદેશક થઈ કહે અન્યને, આપ એમાંનું ન કંઇ કરે;
કહે બાલકૃષ્ણ તે જન બધા, માનવીમાં મુરખ ઠરે. ૩

ગજ્યો સાંભળી ગોળ, નથી મુખ મીઠું થાતું;
ઓષડનો ઉપયોગ સુણી, દરદ ન દુર જાતુ;
વાહનનો સુણી વેગ, નથી કહીંએ જઇ પડતા;
ઠંડી સુણી ગીરી હવા, શરીર થાય ન શિતળતા;
ઉપયોગ યથાર્થ કરે નહીં, સુણતાં અર્થ સરે કશો;
ત્યમ બાલકૃષ્ણ આ વારતા, જ્ઞાતિ સુધારક સમજશો; ૪

પ્રથમ સુધારો પંડ, વળતો પિતાને માતા;
વળતી સર્વ કુટુંબ, ભગ્ની ભાંણો ને ભ્રાતા;

નક્કી તે પછી નાત, જાત તે પછીથી જાણો;
વળતી સર્વ સ્વદેશ, શ્રૃષ્ટિ તે પછી પરમાણો;
પણ મશ્કરી થાય મનુષ્યમાં, વીર તે કરવુંજ વર્જજો
કહે બાલકૃષ્ણ વિચારીને, ગજા પ્રમાણે ગર્જજો. ૫



## છપ્પા.

આરોગો મિષ્ટાન થશે, આખર સું એનું;
શેલાં સાડી શાલ, આખરે ચીંથરૂં તેનું;
મોટા બાંધ્યા મહેલ, કોઈક દીન ઢેરા ખરશે;
બળદો હાથી બાજ, પ્રૌઢ પાળ્યા પણ મરશે;
કહે બાલકૃષ્ણ આ વિશ્વમાં, નાશ વસ્તુ સરવે થશે;
પણ વિદ્યા અવિચળ વિશ્વમાં, ટળે બળે નહીં તે કશે. ૧

પારાશર ને વ્યાસ, અમર આજે પણ એવા;
મનુ અને વળી માઘ, વંદવા વિનયે જેવા;
વશીષ્ઠ વિશ્વામિત્ર, આજ આબેહુબ ઓપે;
કાળીદાસનાં કાવ્ય, મુકવા લાયક લોમે;
તે બાલકૃષ્ણ આજે પીયે, જ્ઞાની જનો રસ ઘુંટડા;
પણ લક્ષપતિ લાખો ગયા, ઉભા બાર વહી ઊંટડા. ૨

( સાહેબ આની પાછલુ પૃષ્ટ આપે જોયું ! )

## ખળસ્વરૂપ.

### મનહર છંદ.

ખેલમાં પ્રવીણ એક નટ કોઇ સ્થળ જઇ,
ખળના સમુહે લાગ્યો ખેલ નીજ ખેલવા;
વિવિધ પ્રકારના તે ખેલ કરી ખાસા અને;
જોનાર જનોમાં લાગ્યો ખુબ રંગ રેલવા,
ખુટયુ ત્યાં દીવેલ તે જોનાર પાસ માગવાથી;
કહે ખર ખેલાડીતને ખબર નથી તને જરી;
બહુ બાલકૃષ્ણ હોય ખેલ બતલાવવા તો;
ઘરથી તું તેલ લાવી ખેલ કરજે ફરી.



## ઝાહેરખબર.

આ પુસ્તક કર્ત્તા તરફથી મળશે. માટે જોઇએ તેણે યોગ્ય રીતે મંગાવી લેવું. આ ચોપડીની બધી કવિતા કોઇ મોંઢે બોલી બતાવશે તો તેને કર્ત્તા તરફથી ઈનામ તરીકે મફત આ ચોપડી ખુશીની સાથે આપવામાં આવશે.

**બાલકૃષ્ણ ભોગીલાલ પંડ્યા.**

